ચીડ=કંટાળો, અણગમો
નફો=ફાયદો
એકવાર=એક વખત
ગુમાવે=ખુએ
કોહેલો=સડેલો
અણછુટકે=કાંઇ ઉપાય ન હોય ત્યારે
પાલવે=ગોઠે
શરમ=લાજ
જથાબંધ=વધારે
મોસમ=ઋતુટાણે
ગોટાળો=ગરબડ
કાળજી=લક્ષ, ધ્યાન
દેખાવડો=શોભીતો

પાઠ ૭૨ મો.

પરગામો=બીજા ગામના
સ્થિતિ=હાલત
કુટુંબ=છોકરાં છૈયાં વગેરે પરિવાર
કમાણી=આવક
ઇરાદો=વિચાર
અયોગ્ય=રહેવા લાયક નહિ
સમાસ=સગવડ
વિટંબણા=હેરાન ગતિ, દુ:ખ
ગોખવાથી=પૂરવાથી
તંદુરસ્તી=આરોગ્યતા
તબીયત
શરદી=ભેજ
વગ=સગવડ
ઉભરણી=ભોંય તળીયું
દક્ષીણદ્વારૂં=દખણાદા બારનું
નખેદ=નઠારૂં
વાછટ=વરસાદનાઝાપટા
વિશાળ=મોટું
ખંડ=હોલ, ઓરડા
આવજા=આવવુંને જવું
છજા=વાછટીયાં
સોઇ=સગવડ
તબેલા=ઘોડાને બાંધવાની જગ્યા
અલગ=છેટા
સંડાશ=જાજરૂ, પાયખાનું
નીકો=ગટરો
પ્રવેશ કરે છે=ભોંયમાં મરીને ઝરણા વાટે આવે છે.
મોખરે=આગલાભાગમાં
ભયંકર=બીકવાળા, મોટાં
ધાસ્તી=બીક

પાઠ ૭૩ મો.

નજીક=પાસે
ટાંકું=પાણી સંઘરી રાખવાને માટે બાંધેલો છોબંધ ઉંડો ભાગ
ધુણી=ચુલો, ભઠી
ત્રાસ=જુલમ
છોબંધ=ચુનાવાળું
લીપણ=ગોરમટીની
અબોટ=ચોકો[ગારનું
આગમણી=આવગણ
ધોળાવવી=ચુનો કે ખડી વગેરેથી ધોળ કરવું
છાંટીરાખવો=ઓલવવો
આડકરવી=આડું ઓથુ કરવું
ઝમે=ટપકે
પચતું=મરતું
મહેરાબ=કમાન,
પેડલી જેવો બહાર નીકળતો ભાગ
ખમણાં=ખાનાં
માંજી=સાફ કરી
પોરા=ઝીણાં જીવડાં
ઘટ=ઘાટું
કીડીઆળાં=ખમણા જેવાં માટીનાં થાય છે તે

લાદી=ઘડીને તૈયાર કરેલો ચોરસ પાતળો પત્થર

## પાઠ ૭૪ મો.

બાંડીઉં=શોભા વિનાનું
અનુભવ=મહાવરો
ચાહીએ=ઇચ્છીએ
ઘરવખરી=રાચરચીલું
સુચના=બાબત
કાર્યસરસે=કામપાર
પ્રશ્ન=સવાલ [પડશે
કરકસર=આવડ તેવડ
ઘરમાંડવું=ઘરમાં નવેસરથી વાસ કરવો
નિરૂપયોગી=નકામી
તકલાદી=દેખાવમાં સારીપણ નાશથતાં જરાવાર ન લાગે એવી ચીજ
માથેમારે=પરાણે વહોરાવે
સંપડાવાની=લેવાની
ગુંજાશ=શકિત
ઢબ=રીત
બિછાનું=પાથરણું
ગલેફ=કવર, ખોળીયું

## પાઠ ૭૫ મો.

ધડો=દાખલો
અનુકરણ=એકના જેવું બીજું કરવું તે
વલણ=મરજી, રૂચિ, વૃતિ
ઘીચોઘીચ=પાસે પાસે
આયના=તકતા
અરુંછા=દુવાલ
મચ્છરદાની=મચ્છર અટકાવવા પલંગ ઉપર જે લુગડું રાખે છે તે
છપર પલંગ=મચ્છરદાનીવાળો પલંગ
આછા=પાંખા,
બારીક=ઝીણાં
રજાઇ=ઓઢવાનું રૂનું ભરેલું પાતળું ગોદડું
ઇજા=હરકત
જીંદગી=જીવતર
પૂર્ણ=પુરેપુરી
આશાએશ=સાહબી
એલાયદી=જુદી
ઓશિયાળા=લાચાર

## પાઠ ૭૬ મો.

પરસાળ=ઓસરી આગળનો ભાગ
મધ્યમ=સાધારણ
છાછરો=બહુ ઉંડા નહિતે
ચોકી=ચોકના મધ્યમાં મુકેલો ઉંચો ચોરસ ઓટો
રવેશ=ઝરૂખો
નીકો=ધોરીઓ
પસરે છે=ફેલાય છે
સુઘડ=સુંદર, સારી
ધંધુડા=દરેડા
મરામત=સુધારો
ચર્ચા=ઘરની વાતો, હકીકત, ચેષ્ટા
માઝા=અદબ, આબરૂ
અવશ્ય=જરૂર
ત્રાસદાયક=કંટાળો આપનારી
બેચેની=દીલગીરી, દુઃખ
દુરસ્તી=સુધારો
જળપાત્ર=પાણીનું વાસણ

## પાઠ ૭૭ મો.

કસ્મો=મોસ્લો
ભારે=એકદમ ન પચે તે
ગફલત=બે કાળજી,ભૂલ
અવરજવર=વારાફરતી
છાએલું=ચુનો દીધેલ
સ્પર્શ=અટકવું અસર
અધખોલું=અર્ધું ઉઘાડુ

મઘા નક્ષત્ર=૨૭નક્ષત્રછે તેમાં મઘા નક્ષત્ર ભાદરવા મહીનામાં આવે છે. પૃથ્વીની આસપાસ ચંદ્ર જે માર્ગમાં ફરે છે તે માર્ગના ૨૭ ભાગ તેજ નક્ષત્ર
ઝરણ=ઝરણાં
દટણ બાજરૂ=દબાઇ ગયેલ ઉકરડા
મલીચી=ગંદકી
પોલાણ=પોલકાર

## પાઠ ૭૮ મો.

દેખરેખ=તપાસ
ટગરટગર=એકી નજરે
સેરા=પાણીની ઝીણી ધાર
સવેળા=વહેલાં
જોતે=આંચે, બળતી દીવેટ પર
વેહ=છિદ્ર
ઠર્યું=શોભ્યું
સપાટી=સરખી ઉંચાઇ લેવલ
મથે છે=મહેનત કરે છે

## પાઠ ૭૯ મો.

દેવકી ઉનાઇ=સુરત જીલ્લામાં ગામ છે
ખીણ=બે ટેકરા વચ્ચે નો ભાગ
સમાવણ=ઉના પાણી માં જોઇતું ટાઢા પાણીનું મિશ્રણ
સહેતું=ખમી શકાય એવું
અટકળી=વિચાર,આશરા
સંયોગ=મેળાપ
સહેજ=જરા
ચીણગરી=વાટ, જામગરી
આગવું=મારા થકું જ, મારૂં જ
આઇસલાંડ=બરફની જમીન

## પાઠ ૮૦ મો.

જંતુ=જીવડાં
યાદ હશે=સાંભરતું હશે
રૂપાંતર=એક રૂપબદલી બીજું રૂપ ધારણ કરવું તે
ખોળીયાં=શરીર
જીંદગી=જીવતર
અનુસરી=મળતા આવી
સંજોગો=કારણો,કામો
ટકી=નભી
સેવાય છે=મોટાં થાય છે
પુષ્ટ=જબરી
ખાલ=ચામડી
છિદ્ર=કાણાં
બારીક=ઝીણો
સોહામણાં=સુંદર
તદન=સાવ
કોશેટા=ખારેક જેવડી ગોટી
બેડોળ=ઘાટ વિનાનું
અનુકુળ=માફક
પરિપુર્ણ=પુરેપુરી

# કવિતાની સમજુતી.

---

પાઠ ૪ થો.

સખી=સાહેલી બેનપણી
સંપજંપી=સંપથી નિરાંત કરી
સાખીએ=સહન કરીએ
કલેશ=કજીઓ
લેશ=જરાપણ
હૃદે=હૃદયમાં, મનમાં
વેણ=વચન
દાસ=સેવક, ચાકર
તુંકારો=તોછડાઇથી બોલાવવું તે
સંગતે ચલે=સંગતે ચાલે
બોધ=શિખામણ

વિરોધ=કજીઓ, અણબનાવ
લાખેલેખાં=ઘણોજ
લેખો=ગણો
પગવાટ=કેડો, શાહ માર્ગ નહિ તે
બુરાં=નઠારાં
તુચ્છ=હલકો
વ્યર્થ=ફોકટ
ખેલીએ=રમીએ
જાડી=તોછડી, અશુદ્ધ
ભાખીએ=બોલીએ
આગ=અગ્નિ, ગરમ વસ્તુ

ઉંડીઆપદા=મોટું દુઃખ
કરબડી=ગભરાઇ
જ્ઞાનદાતા=જ્ઞાન આપનાર ગુરૂ
પાનીએ=પગનીપાનીએ, સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે એમ કહેવાય છે કારણ કે સ્ત્રી આભુષણ ધારણ કરી પાની સામું જુએ છે
સુરત=ધ્યાન, યાદદાસ્ત
લાજ=આબરૂ
કાજ=કામ
દોષ=ગુન્હો, વાંક

**ભાવાર્થ**—હે બેનો ! જો તમારે સંસારમાં સંપી જંપીને સુખી થવું હોય તો હું શીખવું તે ડહાપણ શીખો. (૧) સાસુ અને સસરો જે કહે તે સર્વ સહન કરવું ને મનમાં જરા પણ કલેશ નહિ રાખવો. (૨) મોઢેથી મીઠાં વચન બોલીએ પણ કોઇ દિવસ ખોટાં વચન બોલવાં નહિ. (૩) આપણા ચાકર કે સેવક જે હોય તેને પણ માન દેવું ( કેમકે કહેવત છે કે જેવાં બોલીએ તેવા દીસીએ ) પણ કોઈ દિવસ કોઇને તુંકારો

કે હુંકારો ન કરવો. (૪) આપણી સોબતે ચાલે તેને શિખામણ આપીને સુધારવું પણ અણબનાવ વધારવો નહિ (૫) તમે જરૂર તમારા કામકાજમાં ચિત્ત લગાડજો. ને આબરૂમાં ઘણોજ લાભ છે એમ ગણજો (૬) છેક છાનો પગ રસ્તો એટલે ચોર માર્ગ કહેવાતો હોય કે જે માર્ગે ચાલવાથી બીજાઓને વહેમ પડે તેવે માર્ગે ન પેસવું તથા નઠારા ગુણ વાળાં જે કુભાંડી જેરાં હોય તેની પાસે બેસવું નહિ (૭) વખતને હલકો ગણી તેને ફોકટ ગુમાવવો નહિ. પણ તેવા વખતમાં ભરત, ચિત્રકામ તથા ચોપડી સંભારવી (૮) ખોટી થઇને કોઇ ઠેકાણે નકામાં રઝળવું નહિ અને મેલા રહેવાની તથા ગાંડા જેવાં રહેવાની ટેવ છોડી દેવી (૯) સારી રીતે પોતાનાં ઘરબાર સાફ સુફ રાખવાં ને અશુદ્ધ તથા ભાડી ભાષા બોલવી નહિ (૧૦) ક્રોધી માણસની સામે ક્રોધી થવું નહિ. અને આગ દેખીને આપણે પાણી થવું (તો આગ ઓલવાઇ જશે) (૧૧) જ્યારે મોટું દુઃખ આવી પડે ત્યારે ધીરજ રાખવી. પણ મનમાં ગભરાઇ જઇને હીંમત છોડી દેવી નહિં (૧૨) જ્ઞાન આપનાર જે ગુરૂ અથવા મહેતાજી તેને માતા ને પિતા માનજો. ને બુદ્ધિ પાનીયે રાખવી નહિ. (૧૩) ભાડી ચુગલીમાં મન લગાડવું નહિ. ને ઘણું ખરચવાની જે બુરી ટેવ છે તે ઓછી કરવી (કેમકે ઉપજના પ્રમાણમાં ખર્ચ રાખવું જે ઉપજ કરતાં વધારે ખર્ચ કરે છે તે સદા દુઃખી રહે છે) (૧૪) આપણું સારૂં થવાને માટે આગળથી ધ્યાન રાખવું. ને હે બેનો ! પાણી પહેલાં પાળ બાંધવી. (૧૫) દુનિયામાં જેમાં આબરૂ વધે તેવાં કામો આજે કરો ને સદા સંતોષ રાખી વાંક કરતાં બીઓ. (૧૬)

## પાઠ ૭ મો પ્રભુ પ્રાર્થના

ગહન=કળી શકાય નહિ તેવી
તાહરી=તારી
ગતિ=શક્તિ
પાર=છેડો
અકળ=કળાય નહિ તે
કળા=હિકમત
પુરણપ્રીતે=પુરી પ્રીતથી
ધારી=ધાવી
દીલ=મન
મારી આપે=ક્ષમા કરે
કરૂણાનિધિ=મહેરબાનીના ભંડાર, ઇશ્વર
કષ્ટ=દુઃખ
કોટી=કરોડો
ચિંતા=ફિકર
સૃષ્ટીની=દુનિયાની
પ્રાણી=જીવ
પોષવું=પોષણ કરવું
કણ=દાણો
ઉપજાવે=પેદા કરે
અનેક=ઘણી
અમાપ=ઘણા
માપે=માપ કરે
રચના=બનાવટ
રૂચી=બનાવી
રૂડી=સારી
ચિત્ત=મન
અવલોકતાં=નિહાળી જોતાં
ઉંડાઉતરી=ઘણો વિચાર કરી
વૃતિ=વલણ
વિરામે=વિસામો પામે
અજબ=નવાઇ જેવા
અલૌકિક=આ લોકમાં ન હોય તેવા વિચીત્ર
લેખી=ગણી
પેખા=જોઇ
પ્રૌઢ=મોટા
કીધા=કર્યા
અંગમાં=શરીરમાં
કર્તા=બનાવનાર
મહાશક્તિ=મોટીશક્તિ
પાળક=પાળનાર
તારણ=તારનાર
વિશ્વ=દુનિયા
ઘટ—શરીર
પેખો=જુઓ
વશ=તાબે
ભક્તવત્સલ=ભક્ત ઉપર માયા રાખનાર
ભક્તિ=સેવા
ભાવથી=પ્રીતીથી, હોંસથી
ઉર=મન
ઇચ્છા=વિચાર, સંકલ્પ

**ભાવાર્થ**—હે પ્રભુ! તારી શક્તિ કળાય નહિ એવી છે. તો તેનો પાર હું શી રીતે પામું? તારી કળા અકળ છે એટલુંજ જાણી તને હું પુરી રીતે હોંશથી ભજું. હે પ્રભુ! તારી શક્તિ કળાય નહિ એવી છે. (૧)

મનમાં ઘણી દયા લાવીને મને તું પાપની માફી આપ ને હે દયાના ભંડાર મારાં કરોડો જાતનાં દુઃખ છે તે તું કાપ. હે પ્રભુ. (૨)

દરેક જીવનું પોષણ કરવાની એમ તને બધી દુનિયાની ફિકર છે. વળી કીડીને કણ ને હાથીને મણ એમ અન્ન આપવાની પણ ફિકર છે. હે પ્રભુ ! (૩)

તું સુખ આપવાને માટે ઘણી વસ્તુઓ પેદા કરે છે. માટે તારા એ ઉપકારો માપી શકાય એવા નથી, તો તને મારૂં મન શું આપે ? હે પ્રભુ. (૪)

તેં સારી રીતે એવી ગોઠવણ બનાવી છે કે તેથી મારૂં મન આનંદ પામે છે. ને ઘણો વિચાર કરી નીહાળી જોઉં છું તો મારૂં મન તેમાં સંતોષ પામે છે. હે પ્રભુ. (૫)

મોટા પહાડો, નદી, દરીયા, તથા ઝાઝાં જંગલ ને ઝાડો જોઇને એ બધા અલૌકિક ને નવાઇ જેવા છે. એમ ગણીને. હે પ્રભુ ! (૬)

આ પૃથ્વી કરતાં પણ ઘણી મોટી પૃથ્વીઓ તથા કરોડો સુર્ય; તેં કર્યા છે ને આકાશે તે બધાંને પોતાનાં શરીરમાં કેવા સમાવી દીધાં છે. હે પ્રભુ. (૭)

એ સર્વ પદાર્થનો કર્તા કેવો છે ને કેવી મોટી મોટી શક્તિ ધરાવે છે. તે સર્વનો પાળનાર છે ને તારનાર છે ને રૂડાં કામ કરાવે છે. હે પ્રભુ. (૮)

એ ઇશ્વર સર્વ દુનીયામાં વ્યાપી રહ્યો છે. ને શરીરમાં પણ છે તે તમે જુઓ. વળી એ પ્રાણીઓ (પ્રભુ) આપણી પાસે પણ રહ્યા છે. પણ તેને તમે નજરે જોઇ શકતા નથી. હે પ્રભુ. (૯)

એ ભક્ત ઉપર માયા રાખનાર મહા પ્રભુ પ્રેમને તાબે

છે તેની હું ભક્તિ હેતથી કરૂં એ જ મારા મનમાં ઇચ્છા છે. હે પ્રભુ. [૧૦]

## પાઠ ૧૭મો સ્વદેશ પ્રીતિ

| | | |
|---|---|---|
| ભારતભુમી=હિંદુસ્થાની જમીન | વૈભવી=મોજશોખી | વૃથા=ફોકટ |
| રેતો=રહેતો | રાજવી=રાજાના જેવો | સ્વદેશાભિમાની=પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં |
| ભોમ=જમીન | તથાપિ=તોપણ | વિદેશ=બીજા દેશમાં |
| પ્રાણથી=જીવથી | પ્રમાણે=રીતે | કાળ=વખત |
| નિત્ય=હમેશાં | સ્વદેશી=પોતાના દેશનો | ભાગ્યશાળી=નસીબદાર |
| પ્યારી=વ્હાલી | વડો=મોટો | વિયોગી=છુટાં પડેલાં |
| મુજી=બેવકુફ | કલ્યાણમાં=સારૂં થવાનું | ભાવે=હોંસે |
| દાઝ=લાગણી | ભણે=ગણે | ભેટી=મળી |
| શુષ્ક=સુકું | પેખે=જુએ | નાવે=ન આવે |
| વજ્ર=કઠણ | વિદ્વતા=વિદ્યા | |

**ભાવાર્થ**—હિંદુસ્તાનની સારી જમીનમાં રોજ રહું છું, મારો દેશ સારો છે, મારી ભોમી પણ સારી છે એમ કોઈ બિચારો હશે તે નહિ કહેતો હોય. [૧]

જેને દેશની લાગણી જરાએ નથી. તથા જેનું મન સુકું, અને વજ્રના જેવું કઠણ રહે છે, એવો કોઇ બેવકુફ આ પૃથ્વીને ભારે મારતો હશે અને કેમ જાણે એને કાંઇ લેવું દેવું ન હોય. [૨]

કદાપિ તે ઘણો પૈસાવાળો હશે તથા મોટો વૈભવી ને રાજાના જેવો રૂપાળો હશે તો પણ તેને વિવેકી માણસો વખાણશે નહિ. કેમકે તે પોતાનું પેટ કાગડા ને કીડા પ્રમાણે ભરે છે. [૩]

દેશી માણસનાં દુઃખ મટાડે. હજારો માણસોને જે હંમેશાં પાળે, વળી લોકનું ;સારૂં થવામાં લાભ છે એમ ગણે તેજ મોટો સ્વદેશી. એને પૂરેપૂરા હેતથી કોણ ન જુએ? (૪)

જેણે દેશની લાગણીમાં વિદ્યા વાપરી નથી. તથા લોકોને માટે એક પાઈ પણ વાપરી નથી, તથા પોતાનાં દેશનાં અભિમાનનાં કામ કર્યાં નથી. તેણે ફોગટ જન્મ ખોયો, પણ કાંઈ કમાણી કરી નહિ. (૫)

બીજા દેશમાં ઘણો વખત રહીને જે સ્વદેશ ગયો તે મોટો નસીબદાર. છુટાં પડેલાં સગાંને અને ભૂમિને હોંશથી મળ્યો તો કહો કે કોને હર્ષના આંસુ ન આવે? (૬)

## પાઠ ૧૨ માનું અનુસંધાન.

| | |
|---|---|
| ફાવે તેવાં=મરજીમાં આવે તેવાં | ભ્રમ=ભૂલાવો |
| ડગ=ડગલું | ફટફટ=ધિક્કાર |
| ભલેભલે=વાહ વાહ | જશ=આબરૂ |

**ભાવાર્થ**—પોતાની મરજીમાં આવે એવાં ખરચ કરીને ફુલણજી થઈને બહુ ફુલે છે. એમ મોટો ફાળો ભરતાં (ઉપજ કરતાં વધારે ખર્ચ કરતાં) બીતા નથી. (આંચકો ખાતા નથી) ને પછી દેવામાં ડુબી જાય છે. લોકો તે વેળા પ્રથમ તો વાહ વાહ એમ બોલે છે તેથી તે ફુલણજી ભૂલાવામાં પડી ભૂલી જાય છે. પણ પાછળથી તેને માથે ફિટકાર પડે છે માટે કહો કે તે આબરૂમાં શું લઈ જાય છે? મતલબ કે કાંઇ નહિ.

## પાઠ ૧૪ મો માની શિખામણ

સમજુ=ડાહી
બાળકી=છોડી
માડીનું=માનું
ધ્યાનમાં ધરે=અંતર ઉતારે
શ્વસુરપક્ષમાં=સાસરીયાના સગાવહાલામાં
લાજ=આબરૂ
કસુર=ભુલ
વેરવી=દુશમન
હેતુ=વાલેશરી
વિખ=ઝેર
સુધા=અમૃત
મીઠડાં=મીઠાં
સરવસાથ=બધાની સાથે
મળી=હળીમળીને
ગરવ=અહંકાર

ટાળી=નાશ કરી
ગળીજઇ=નરમથઇજઇ
સરસ=સારો
વાધશે=વધશે બુદ્ધિ)
કળી=કળિયુગ, (નઠારી
પરઘરે=પારકે ઘેર
ઘરતણી=ઘરની
કથા=વાત
કહીં=કોઇપણ ઠેકાણે
કુયલી=ખોદણી
શું થોડું=થોડું કશું.જરા
અદબમાં=આબરૂમાં
વડીલ=મોટાં
વૃદ્ધ=ઘરડાં
હઠ=જક, મમત
રૂશણાં=રીસાઇ જવું તે
દુભવું=દુઃખ દેવું

ઉપડતે સ્વરે=વધારે પડતું બોલવાથી
વા'લ=વહાલ, હેત
સધે=થાય
રખડતે મને=ઉંચે મનથી
નવરહીશ=રહીશ નહીં
અસુર=મોડા
ના જવું=જવું નહીં
આકળા=ગભરાઇગયેલા
હસમુખા=હસતા મુખ વાળાં
કલેશ=કજીઓ
અધમ=નીચ
વેગળાં=છેટાં
રાચવું=રાજી થવું
સહી=નક્કી

**ભાવાર્થ**—અહીં દીકરી સાસરે જાય છે તે પોતાની માતાનું વચન મનમાં ઉતારે છે. માતા કહે કે સાસરામાં લાજથી રહેવું ને કોઈ કામમાં ગુન્હો કરવો નહિ. (૧)

કો વચન એવાં છે કે તેથી આપણા ઘણા દુશ્મનો વધે છે. ને વળી કોઇ વચન એવાં છે કે તેથી ઘણા માણસો આપણા વાલેસરી થાય છે. (માટે વિચારીને વેણુ બોલવું કેમકે જીભથી સારાં વચન પણ બોલાય છે ને નઠારાં વચન પણ

બોલાય છે) માટે આ મોઢામાં ઝેર રહ્યું છે તેમ અમૃત પણ મોઢામાં જ રહ્યું છે. માટે એમ છે તો હે બેન અમૃત જેવાં મીઠાં વચન જ બોલજે. (૨)

તું બધાની સાથે અહંકાર ટાળી દઇ લીંબુના પાણીની પેઠે ગળી જઇને મળીને ચાલજે તો સારો સંપ વધશે ને કળિયુગ પણ દુઃખ ભાળશે નહિ. (૩)

પારકે ઘેર બહુ બેસવું નહિ તથા ઘરની વાત કોઇ પણ ઠેકાણે ઉઘાડી કરવી નહિ. જો બીજાની ખોદણી મોઢેથી કીધી તો એ દુઃખથી ઘણા દુશ્મનો થશે. (૪)

દીયર ને જેઠની સાથે થોડું થોડું બોલવું ને મર્યાદામાં રહીને હંમેશાં ચાલવું તથા મોટાની અને ઘરડાની ચાકરી કરીને તું ખરેખરી પરમેશ્વરની પ્રીતિ મેળવજે. (૫)

હઠ કરીને કાંઇ માગવું નહિ, તથા રીસાઇને કોઇને દુઃખ દેવું નહિ. ઉપડતે સાદે બોલવાથી હેત વધતું નથી ને રઝળતા અને ફરવાથી કામ પાર પડતું નથી. (૬)

જો તને વખત મળે તો કાંઇક વાંચજે પણ બેન ! તું આળસુ રહીશ નહિ. અસુર વેળાએ તથા સાંઝે એકલા જવું નહિ તથા અતિશે આકળાઇ ક્રોધી પણ થવું નહિ. (૭)

હસમુખા રહેવાથી પ્રેમ વધે છે તથા કુટુંબનો કજીઓ કંકાસ નાશ પામે છે. નીચ એવું જે પાપ તેનાથી છેટા રહી ભજન અને ભક્તિમાં નક્કી રાજી થવું. (૮)

## પાઠ ૧૮ મો. જશોદાનો વિલાપ

માણુકડું=માણકરૂપ અથવા રત્નરૂપ શ્રી કૃષ્ણ
અપરાધન=ગુનેગાર
ઝંપલાવ્યું=પડતું મુકયું.
કાલિંદી=જમના નદીનો એક ઝરો
વસે=રહે
કાળી=કાળી નાગ
વનમાળી=કૃષ્ણ
સંતાન રૂપી=છોકરા જેવું.
નવ જાણ્યું=ન જાણ્યુ
જતન=રક્ષણ
પુત્ર પામી હું=મને પુત્ર સાંપડયો.
છેલ્લે આશ્રમે=વૃદ્ધાવસ્થામાં
ઉછેરીઓ=મોટોકર્યો
પ્રતિપાળી=હંમેશાં પાળીને
નીપજ્યો=ઉપજ્યો, ઉછરી*આવેલો
વિજોગ=જુદાઈ
પાયે=પગમાં
શિર=માથું
ધારી=ધારણ કરી
ફરી=હવે બીજીવાર
સુત=દીકરો
ગાચારી=ગાયો ચારી
ભૂખ્યો છોં=ભૂખ્યો છું
પીત=પીળી
કાછ=કછોટો
કસે=તાંણીને બાંધે
મુજકને=મારી પાસે
નેતરૂં=રવૈયાને બાંધેલ દોરડું
વલોવાલાગે=વલોવા માંડે
વાસો=રહેઠાણ
સગપણ=સંબંધ, સગાઈ
વહાલ–હેત
હૈડું=છાતી
કાષ્ટ=લાકડું
પેં=કરતાં
પાશાણ=પાણો
વજ્ર=કઠણમાં કઠણ ધાતુ
તુલ્ય=સરખું
મખાતર=બહાનું
અનુખળો=ખાંડણીઓ
બંધન=બાંધેલ હોય તે
નંદ=કૃષ્ણના પિતા
જસોદા=કૃષ્ણની માતા
વ્યાકુળ=બહાવરી, ગભરાયેલી
હળધર=હળને ધારણ કરનાર કૃષ્ણના મોટા ભાઈ બળદેવજી
વારીરાખે=અટકાવે

**ભાવાર્થ**—મારૂં માણેકરૂપી રત્ન (દીકરો) રીસાયું. રે સામળીઆ (કૃષ્ણ) તારા મનમાં એ શું આવ્યું. મને ગુનેગાર માતાને મુકીને શા માટે પાણીમાં તેં પડતું મુક્યું. રે સામળીયા મારૂં માણકડું રીસાણું. (૧)

જમના નદીનું પાણી કાળું છે. (તે પાણી બહુ ઉંડુ હોવાથી કાળું દેખાય છે.) ને તેમાં કાળો કાળીનાગ રહે છે. તો હવે એને મળવાની આશા શી. રે સામળીયા. (૨)

છોકરા રૂપી મોટું ધન તે દૈવે લૂંટી લીધું. મેં એને રક્ષણ કરીને જાળવી જાણ્યું નહિ. હાય તે રત્ન કેમ છુટી પડયું. રે સામળીયા. (૩)

હું ઘડપણમાં પુત્ર પામી. તેને મેં પાળી પોષીને મોટો કર્યો. ઉછરી આવેલો રસ (પુત્ર) ઢળી ગયો મતલબ કે પુત્ર મોટો થયો ને ઝરામાં ઝપલાવ્યો ને હું એટલે મને વિજોગના અગ્નિ વડે બાળી. રે સામળીયા. (૪)

જેના નાકમાં મોતી છે, ને પગે ઘુઘરી છે, ને માથા ઉપર જેણે મોર મુગટ ધારણ કરેલો છે, એવો મારો દીકરો ગાયો ચારીને આવે એવું રૂપ હું હવે ફરીથી કયાંથી દેખું ! રે સામળીયા. (૫)

જેનાં કાનમાં કુંડળ છે. ને મોઢામાં મોરલી છે. તેવા કુંવર (કૃષ્ણ) સજિ ગોકુળમાં આવે ત્યારે ભૂખ્યો છું એમ કહી મને પેટ બતાવે તથા મને "માડી માડી" એમ કહી બોલાવે રે સામળીયા. (૬)

પીળી પછેડી ઓઢે તથા કછોટો તાણીને બાંધે ને મારી પાસે આવી નેતરૂં માગે, એમ મને ઘરડી માને થાકેલી જાણીને હવે કોણ વલોવા લાગશે, રે સામળીયા. (૭)

હે પુત્ર ! તેં ઉંડા પાણીમાં રહેઠાણ કીધું. પણ તને પાણીમાં કેમ ગમશે ! ને હવે મોર, પોપટ, પુતળી વગેરે તારે રમકડે કોણ રમશે ! રે સામળીઆ. (૮)

હે પુત્ર ! તું ગયો ને હું જીવું છું. તે શું ઓછું સગપણ માટે ? પણ સાચું હેત તો ક્યાં જણાય કે સાંભળતા હૈયું ફાટે માટે હે સામળીયા. (૯)

લાકડા કરતાં પાણો કઠણ છે ને પાણા કરતાં પણ લોઢું કઠણ છે. ને તેમાં પણ કઠણ વજ્ર છે તે વજ્ર સમાન મારૂં કઠણ કાળજું છે. હવે હું શું મોઢું દેખાડું રે સામળીયા. (૧૦)

મનમાં કાંઇક દુઃખ આવ્યું તેથી તેં દડાનું બહાનું કાઢ્યું શું તને ખાંડણીઆનું બંધન આજે સાંભરી આવ્યું તેથી તેં પડતું મુક્યું. રે સામળીયા. (૧૧)

નંદ, જશોદામાતા તથા ગામના ગોવાળીઆને વ્રજની સર્વે ગોપીઓ આકુળ વ્યાકુળ બની ગયાં છે. ને પડવાને તૈયાર થઇ ગયાં છે. તેને બળદેવજી વારી રાખે છે ને કહે છે કે ચાર ઘડી પછી સર્વે પડજો. રે સામળીયા. (૧૨)

**નોટ**—આ બીના ભાગવતમાંથી લીધેલી છે. એમાં મુળ એવી કથા છે કે કૃષ્ણ પરમાત્મા ગોવાળીઆ સાથે ગેડી દડે રમતા હતા, તેમાં દડો અચાનક જમના નદીના કાળીંદીના ધરામાં પડ્યો તેને કાઢવા કદમવૃક્ષ ઉપર ચડી વનમાળીયે અંદર ભુસકો માર્યો. ને ઘણી વેળા થઇ તો પણ કૃષ્ણ બહાર નીકળ્યા નહિ. ( કેમકે તે કાળીનાગને નાથવા ગયા હતા. )

તેથી ગોપગોવાળીયા બાવરા બની જઈ ગોકુલમાં દોડી ગયા ને જસોદા માતાને સર્વ બીના કહી તેથી જસોદા માતા. નંદપિતા ને સર્વ વૃજની નારીયો તે ઝરા પાસે આવી રૂદન કરવા લાગી. તેમાં પણ માતાના અત્યંત પ્રેમને લીધે જસોદાએ બહુ વિલાપ કર્યો ને છેવટે એ ઝરામાં પડવા પણ તૈયાર થયાં પણ એ સર્વેને બળદેવજીએ વારી રાખ્યાં ને કહ્યું કે ચાર ઘડી રાહ જુઓ પછી જેમ કરવું હોય તેમ કરજો. ( કેમકે એ બધી કૃષ્ણ પરમાત્માએ લીલા કરી હતી તે બળદેવજીએ જાણી લીધી હતી. )

---

## પાઠ ૨૧ મો ચંદ્રોદય

ચંદ્રોદય=ચંદ્રનું ઉગવું તે
શશી=ચંદ્ર
પૂરવદીશ=પૂર્વદીશામાં
આદિત્ય=સૂર્ય
મહારાય=મોટો રાજા
રૂપધારી=રૂપધારણ કરી; વેષ કાઢી
ઠગવા=છેતરવા
શશાંક=જેમાં સસલાનું ચિન્હ છે તે ચંદ્ર
નિરાધાર=આધાર વિનાનું
નિહાળ્યું=જોયું
બાલુન=હવામાં ઉંચે ઉડતુ વિમાન
શશાંક=ચંદ્ર
છવાયું=પથરાયું
નૃપ=રાજા
જોરહીણા=ઓછા જોરવાળા
તીવ્રપણું=ચંચળાઇ, સર્પ ફુંફાડો
વિશ્વમાં=દુનિઆમાં
ભાખે=જાણે, ઓળખે
સ્ત્રીમુખ તુલ્ય=સ્ત્રીના મોઢા જેવો
શીતળતા=ઠંડી
ગભરાટ કાળે=અ-શાન્તિ વખતે
નૃપાળે=રાજાએ
અતિ=ઘણા
દૂર=છેટા
તથાપિ=તોપણ
દીસે=દેખાય
હજુર=પાસે, નજીક
શશિસૈન્ય=ચંદ્રમાનું લશ્કર
જન=માણસો
સૃષ્ટિધારો=દુનિયાનો કાયદો
કાળ=વખત
બલિષ્ઠ=જબરો, સારે
રાજ્યપદે=રાજાની ગાદી ઉપર

**ભાવાર્થ**—જાણે મોટા રાજાનું રૂપધરી એટલે વેષ કાઢી પ્રજાને છેતરવા રબારી આવ્યો હોય તેમ આકાશમાં પૂર્વ દિશામાં જેવો સૂર્ય હોય તેવો ચંદ્રમા ઉગ્યો. (૧)

ચંદ્રનું તેજ જેમ ઉંચે ચડતું જાય છે. ત્યારે જેમ અધર બલુન ઉડયું જતું હોય તેમ ચંદ્રમા આધાર વિના ચાલતો જોવામાં આવે છે. (૨)

ચંદ્રમાનું તેજ બધે ફેલાઇ ગયું. તેથી જાણે હવે નવું રાજ્ય સ્થપાણું હોયની. ચંદ્ર રૂપી રાજાને જોઈ ઝીણા તારા બળહીન થઇ દેખાતા નથી. (૩)

જો જરાપણ ચંચળાઇ ન રાખે તો દુનીયામાં તે માણસને કોઇ ઓળખે નહિ. એવી રીતે ચંદ્રમા જરાપણ ગરમ અથવા ચંચળ નથી, તો પંડિતો તેને સ્રીના મોઢા જેવો કહે છે (૪)

જગતમાં જ્યાં જોઇએ ત્યાં ચંદ્રમાની શીતળ છાયા ફેલાઇ રહી છે. અને પ્રજાના ગભરાટ વખતે કોઇ રાજાએ શાન્તપણું જણાવ્યું હોય તેમ દેખાય છે (૫)

ચાંદરડા ચંદ્રમાંથી ઘણાજ છેટે છે. તો પણ તે ચંદ્રની પાસેજ હોય તેવા જણાય છે. ચંદ્રમાનું બધું લશ્કર સૂર્ય સાથે લડીને જીતવા આવ્યું હોય તેમ જણાય છે. (૬)

પણ અરે સૂર્ય કયાં અને ચંદ્ર કયાં (એટલે સૂર્ય પાસે ચંદ્ર શી ગણુતીમાં છે) પણ દુનિયાનો ધારો એવો છે કે સારો વખત આવે ત્યારે ગરીબને રાજા બનાવી દે છે. (૭)

## પાઠ ૨૫ મો મેઘાડંબર

| | | |
|---|---|---|
| મેઘાડંબર=વરસાદનો આડંબર, વરસાદનું ચઢી આવવું તે | રંગનો | તૃણ=ઘાસ ખડ |
| ભવ્ય=મોટો, ગંભીર | વર્ણ=રંગ | તૃણશુન્ય=ઘાસ વગર |
| ઘને=વરસાદથી | વૃક્ષઘટા=ઝાડની ઘટા | તે પરે=તે ઉપર |
| નભમંડળ=આકાશ | ગંભીરી=ઘટાબંધ, ઘાટી | સેર=ધાર |
| ભૂમિ=જમીન | તે મહીં=તેમાં | રેલી=વહી |
| મરકત=એ એક રત્ન છે | દ્વાર=બારણાં, દરવાજો | ઘેરૂં=કાળું |
| શો ઘેરો=કેવા ઘેરા | ખુબી=કળા | ગર્જન=ગર્જના |
| | ધરી=ધારણકરી | ઘનઘેરૂં=કાળા વરસાદનું |

**ભાવાર્થ**—આ મોટા આકાશને આડંબર રચી વરસાદે ઘેરી લીધું છે. હાંહાં ! વરસાદે ઘેર્યું છે પાણીનું આ ફીકું પીળું તેજ આકાશમાં પ્રસરી રહેલું છે. હાંહાંરે (૧)

લીલો અને સારી આ જમીનપર વાદળી વરસે છે. ને મરકત જેવો ઘેરો રંગ કેવો દેખાય છે. (૨)

અહીં ઝાડની ઘાટી ને ભિની ઘટા ઉભી છે ને તેમાં કોઈ કોઈ ઠેકાણે તો બારણાં જેવું બની રહ્યું છે ત્યાં કેવી ખુબી જણાય છે. હાંહાંરે (૩)

પેલી ઘાસ વગરની ( બોડી ) ટકરીએ પીળાં વસ્ત્ર પહેર્યાં છે. હાંહાંરે. ને તેના પર ગાય ને ભેંસનો હારો કેવી ચાલી રહી છે. હાંહાંરે (૪)

પણે પેલા બીજા બારણાંમાંથી આકાશ કાળું દેખાય છે. હાંહાં. જો જો બેન સાંભળ આ વરસાદની ગર્જના થઇ હાંહાંરે (૫)

## પાઠ ૨૯ મો વડ અને તેની પાસેની શોભા

વડ=કબીરવડ
શોભા=દેખાવ
જાતી=જાત
ન તે=તે નહિ
નામી=પ્રખ્યાત
જગવિષે=જગતમાં
પરંતુ=પણ
વૃક્ષો=ઝાડો
ઓળખ=ઓળખાણ
ફળદ્રુપ=રસાળ
ગુજરતણા=ગુજરાતના
નિજભુજ=પોતાના ડાળો રૂપી હાથ
પસારે છે=ફેલાવે છે
જટા=વડવાઇ
અસલ=પ્રથમના
હળીને=મળી જાય
બેટીઓ=દીકરીઓ ઝીણાં મૂળરૂપી
જનુની=માતા
તરૂ=ઝાડ
ભેટી=મળી
ઉછરે=મોટાં થાય
કદવાન=કદાવર
સ્તંભ=થાંભલો
નગરે=નગર ઉપર
મેરાબ=કમાન સરખી જગા ઉપર મૂકેછે તે
વાટો=વાટ, રસ્તાઓ
નાદ=અવાજ
રૂંધાઈ=મુંઝાઇ
ભાથું=ભાત, ખાવાનું
ચોપાસે=ચારે તરફ.
સીમાડા=હદ
જળભરિત=પાણીથી ભરેલા
નિરમળું=ચોકખું
હરઘડી=હરેક વખતે
ઉલટથકી=હોંશથી
વિશરાંતી=વિસામો
ખડ=ઘાસ
જમી=ખાઈ
હવાડે=હવાડામાં
જળ=પાણી
ઘંટા=ઘંટડી
સ્વરે=અવાજ સાંભળવાથી
કાપે=ચાલે
મજલને=પંથને

**ભાવાર્થ**—જેનાં ફળ દુનિયામાં બહુજ પ્રખ્યાત છે તે જાતનાં આ ઝાડ નથી. તો પણ આ ઝાડો કે જેની હિંદુઓને ઘણી ઓળખાણ છે. વળી જે આ વખતે ગુજરાતનાં સર્વ સારા રસાળ પ્રાંતમાં પોતાની લટકતી ભુજો ( વડવાઇઓ ) ફેલાવી રહ્યો છે. (૧)

ઘણાંજ લાંબા અને પહોળાં ડાળાં એમાંથી ફૂટી ને વીંટી વળે છે. ને જટા ( વડવાઇઓ ) પૃથ્વીના પડને ફોડીને અસલ

મૂળીયાંની સાથે મળી જાય છે. ને તેની નાની દીકરીયો તો માતા-રૂપ અસલનું ઝાડ તેને મળીને ઉછરે છે. અને નગર ઉપર જાણે એક કદાવર સ્તંભ ઉપર છાંયો દેખાય છે ( મતલબ કે થડ એક કદાવર સ્તંભ છે તેના ઉપર ડાળાં પાંદડાં જેટલા ભાગમાં ફેલાયલાં છે તે સર્વ ઉપર છાંયો કરે છે ) (૨)

તેની ઉંચી ઘટા ભેગી આવી જવાથી કમાન જેવી જણાય છે. ને વચ્ચે આવેલા રસ્તાઓ ખુશી થઇને ખડખડ અવાજ કરે છે. ( મતલબ કે પાંદડાનો અવાંજ સંભળાય છે ) વળી ઘટાની અંદર અટકાઇને સારો સુવાસિત પવન ફેલાય છે. તેથી થાકેલા મુસાફરો સુખેથી ભાતું જમી તથા પાણી પીને જાય છે. (૩)

વળી એ ઝાડ પોતાની આજુબાજુમાં પીંપળ, વડ, આંબા વગેરે ઝાડોને વસાવે છે (તે પણ સાથે ઉગે છે) ને તેની અંદરના જે સોમાડા છે તેમાં ચોક્ખા પાણીના ખાડા ભરેલ છે. ને તે પશુ પક્ષીની હંમેશાંની તરસ મટાડે છે. વળી તે ખાડામાં ભેંસો હોંસભેર પડીને નાહે છે. (૪)

ગાડાં, ગાડી ત્યાં છુટે છે તેથી બધા બળદો વિસામો લે છે ને નિરાંતે ખડ ખાઇ હવાડે પાણી પીએ છે ને ઘંટડી ટંટં ટંટં થાય છે ને (ઘુઘરી) ઘણણ ઘણણ એવા અવાજ કરે છે. તે સાંભળવાથી બળદો બહુ ડોલતા ચાલે છે ને લાંબી મુસાફરી કરે છે.

## પાઠ ૩૨ મો.

| | | |
|---|---|---|
| સ્વયંવર=ઇચ્છાવર, અમુક જાતનું પણ | લઇ વરવું તે સખી=બેનપણી | ભર્તાર=ધણી મંગળ=સારાંગીત |

અધિક=વધારે
આચાર=વીધી, રીત ભાત
દર્પણ=આભલું, અરીસો
નીરખે=જુએ
હૈયે હરખે=મનમાં રાજી થાય
ભૂપ=રાજા
સીતાકેરે=સીતાને
કાજ=કામ
સંન્યાસી=બાવા
જપમાળા=જપ જપવાની માળા
ચિત્રામ=ચિત્રામણ
ગાથા=પ્રાકૃત ભાષાની કવીતા
ત્ર્યંબક=મહાદેવ
ધનુષ્ય=કામઠું
ચોંકે=ચમકે, બીએ
જનક બાપ=સીતાજીનો તાત
મિથ્યા=ફોગટ
પણ=વચન
ભાવે=હોંસથી
શતાનીક=જનકનો ગોર
સાંસઇ=સાંસે, વીમાસણમાં
શુર=શુરાઓ
આફ્ણીએ=આપોઆપ પોતાની મેળે
ભુર=મોટા ઇંદ્ર જેવા
ઉપજ્યો હોય=પેદા થયો હોય
જનકસુતા=સીતાજી
શિશ=માથું
ઉકાંટો=કોટો, ગર્વ, આવેશ
અતળીબળી=બહુ જોરાવર
શ્યામળવાન=કાળા શરીરવાળા રામચંદ્ર
ઉઘડકી=બોલી
આપોપે=આપોઆપ
જુગ્મ=બે
પાણ=પાણીહાથ
કોશિક=વિશ્વામિત્ર
મધુરીવાણ=મીઠાં વચન
આજ્ઞા=રજા
સુર્યવંશી=સુર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા
સુત=દીકરા
આળ=તહોમત
શિવચાપ=શંકરનું ધનુષ્ય
આશીર્વચનો=આશીર્વાદના વેણ
ઉચરે=બોલે
એટલા કાજે=એના નાના કામ માટે
મુજ=હું
અનુજ=નાનો ભાઇ
કહેશે=બીજા બોલશે
બાંધવ=ભાઇ
સૌકો=બધા
કોદંડ=ધનુષ્ય
રાવણ સરખા=રાવણ જેવા
રંક=રાંક
કોણમાત્ર=શીગણતીમાં
બળવીણ=બળ વગર
જામાત્રા=જમાઇ

**ભાવાર્થ**—(સીતાજી સ્વયંવરમાં આવીને બેનપણીઓને કહે છે) હે બેનો તમે સહુ મળીને મને સારો ધણી જે રામ તે પરણાવો, મને મીંઢળ બાંધો ને સારાં ગીત ગાઓ તથા

બીજી જે વિધિ થતી હોય તે વધારે વધારે કરો. બધી સખીઓ અંગુઠીનું દર્પણ દેખાડે છે. તેમાં રામનું રૂપ દેખાય છે. તેને જોઇને મનમાં રાજી થાય છે ને બીજો કોઈ રાજા દેખાતો નથી. (મતલબ કે રામ કરતાં કોઈ ચઢે એવું નથી.) (૨)

સીતાને વરવા માટે દેશ દેશના રાજા આવ્યા છે. ને કહે છે કે સીતાને માટે મોટું રાજ્ય મૂકીને સંન્યાસી બાવા બની જઇશું. (૩)

કોઇ તો તેના નામની જપમાળા જપે છે ને કોઇ તો તેના ચિત્રામણ ચીતરે છે. ને કોઇ તો કવિતા તથા ગાથાઓ ગાય છે. ને કોઇ તો હા હા એમ કહી સીતાના નામની રાડ પાડે છે. (૪)

કોઈ તો સીતાની વાત કાઢે છે, ને કોઈ તો સીતાને કહાવે છે (પરણુશો ! એમ કહાવે છે) ને કોઇ તો સીતાનું રૂપ યાદ કરે છે ને તેના સ્વમા આવે છે. (૫)

મહાદેવના ધનુષ્ય સામું પણ જોવાતું નથી તો કહો કે એને કોણ ચઢાવે ! ને જે સારી હોંસથી સભામાં આવે છે તે ચમકે-બીએ છે. (૬)

જનક રાજા પોતાના મનમાં ફીકર કરે છે કે મેં ફોકટનું પણ લીધું કેમકે હું રામને એમને એમ દીકરી દેત પણ હવે મારૂં વચન બધે પ્રસિદ્ધ થયું. (તેથી હવે એમને એમ દેવાય નહિ.) (૭)

જનકનો પુરોહિત કહે છે કે કઠણ વચન કહીને સૌને પાછા

વાળા—એમ કઠણ વચન કહેશો તેથી બધા પોતાના મનમાં શરમાઈ એની મેળે પાછા જશે. (૮)

જનકનો પુરોહિત સૌના સાંભળતાં કહે છે કે હે મોટા ઈંદ્ર જેવા શૂરાઓ શું વિમાસણમાં રહ્યા છો? શીવનું ધનુષ્ય ચડાવી સીતાને પરણો નહીં તો નાસી જાઓ. (૯)

જો કોઈ ક્ષત્રીના બીથી પેદા થયો હોય તો વચન પાળીને પરણો તમે તમારા પરાક્રમો ટાળી દીધા તો હવે સીતાજીને ક્યાંથી જોવા પામો. (૧૦)

બીજા બધા રાજાઓ માથું ઝાલી ઉદાસ થઇને બેઠા. પણ સુંદર કાળા શરીરવાળા રામને બહુજ આવેશ ચડી ગયો. ને એકદમ ધનુષ્ય તોડવા ઉભા થયા. (૧૧)

એકદમ રામ ઉઠ્યા ને બે હાથ જોડી વિશ્વામિત્ર આગળ ઉભા રહી મીઠે વચને બોલ્યા. (૧૨)

હે સ્વામી અમને રજા આપો (ઉપન્યો હોય કો ક્ષત્રી યતી એ વેણ કહીને બોલ્યા) કે એ તો અમને ગાળ લાગી કહેવાય. અમે સૂર્યવંશી દશરથ રાજાના પુત્રો છીએ માટે અમારૂં આળ ઓછું કરીએ. (૧૩)

બીજા ઋષિઓ પણ આશીર્વચનો બોલે છે તેથી વિશ્વામિત્ર પોતે આશ્ચર્ય પામી કહે છે કે જલદી ઉઠો ને શિવનું ધનુષ્ય ચડાવો. (૧૪)

લક્ષ્મણજી કહે છે કે એવાં નાના સુના કામ માટે તમે શા માટે ઉઠો છો હું તમારો નાનો ભાઈ છું તો રજા આપો એટલે એ કામ કરી શકું. (૧૫)

રામ કહે છે કે હે મારા ભાઈ! એ તારૂં કામ નથી (કેમકે તું ચડાવ તો) કહેશે બે ભાઈઓને મળીને શંકરનું ધનુષ્ય ચડાવ્યું. (૧૬)

બધા રાજાઓ હસવા લાગ્યા કે એતો એનાથી થશે ને કહેણ ધનુષ્યને ચઢાવી પ્રેમથી પરણી જાશે. (૧૭)

રાવણ જેવા પણ રાંક બની ગયા છે તો આતો શી ગણતરીમાં? બીજા બધા રાજાઓ બળ વગરના થઈ બેઠા ને એ જમાઇ થશે (મતલબ કે સીતાજીને પરણુશે) (૧૮)

---

## પાઠ ૩૫ મો શિશિર અને વસંત.

| | | |
|---|---|---|
| શિશિર=ટાઢની ઋતુ | સમીપે=પાસે | ઘુમી=ફરી |
| પોષ ને મહા મહીનો | ગોઠડી=વાતચીત | ગુલાલી=ગુલાલ |
| વસંત=ઉનાળાની | રસભરી=રસથી ભરપુર | ધુમધામ=ધામધુમ |
| ઋતુ ફાગણ ને ચૈત્ર | મંદ=ધીમી | ઠાઠ માઠ |
| સુંદર=સારી | શીત=ટાઢી | કોડ=હાંસે |
| સલુણો=રસીક | લહેર=પવનની લહેર | નર્મદ=નર્મદાશંકર કવિ |
| વાણે=પ્રભાતમાં, સવારે | ઉપવન=બગીચા વાડી | મા'લો=મહાલો |
| ધુમર=ધુમસ | પત્રાળી=પાંદડા વાળી | લાવોલો |
| ભારી=બહુ | દીપી=સોભી | રતની=ઋતુની |
| વહ્નિ=અગ્નિ | કલોલ=આનંદ મજા | બલિહારી=ખુબી |

**ભાવાર્થ**—હે નરનારીઓ! શીયાળાની અને ઉનાળાની ઋતુ સારી અને રસિક છે. તમે સહુ ગાયન કરો. અરે!

સવારમાં મીઠી ટાઢ વાય છે અને ઘણી ધુમસ ઠરી રહે છે અરે ઘણી ધુમસ ઠરી રહે છે તે જુઓ. હે નરનારી. (૧)

અગ્નિ પાસે (તાપવાની સગડીની પાસે) ઘરનાં બધાં કુટુંબીઓ ભેગાં થઇ (તાપવા બેસે છે) ને રસ ભરી સારી વાતો કરે છે. હે નરનારી. (૨)

ધીમેથી વહેતી ને ટાઢા પવનની રસાળી લહેર સુગંધ આપે છે. હા તે પવનની રસાળી લહેર સુગંધ આપે છે. હે નરનારીઓ (૩)

વન અને બગીચા એ સહુ ફુલડેથી ફુલ્યાં છે. ને વેલીઓને નવાં પાંદડાં આવ્યાં. હા ! તે વેલ નવાં પાંદડાથી દીપી રહે છે. હે નરનારીઓ. (૪)

ઘણાં પંખીઓ આનંદ કરતાં ખુશી થઇ તાળી દે છે. (મતલબ કે હસે છે) હા એમ બધે કૂદીને હસે છે. હે નરનારીઓ. (૫)

શહેરમાં અબીલ ગુલાલ તથા હોળીના રંગો (પતંગ) ઉડે છે. હા ! અબીલ ગુલાલ રંગ ઉડે છે. હે નર. (૬)

ઘરમાં ઠાઠમાઠ વિનાની ઉમંગ અને હોંશની સ્વારી આવી છે પણ તે ઉમંગને કોડની સ્વારી શોભે છે. ઉમંગને કોડની સ્વારી આવી છે. એટલે દરેક માણસને નવાં નવાં વસ્ત્રો પહેરવાં તથા મીઠું ભોજન જમવું ગમે છે હે નરનારીઓ. (૭)

નર્મદાશંકર કવિ કહે છે કે હવે વિવાહનો લહાવો લો (મતલબ કે આ ઋતુમાં લગ્ન ગાળો હોય છે) એવી રીતે આ ઋતુની ખુબી છે હાં હાં આ ખુબીદાર ઋતુ કેવી દીપી રહી છે.

## સમાપ્ત

